નવીન

# મોતીશા અને ડાહી વહુનું

## રમૂજી ફારસ.




છપાવી પ્રસિદ્ધ કરનાર

**શા. પુરૂષોત્તમ વિ. ગીગાભાઈ**

ભાવનગર.

(આવૃત્તી ૨ જી—પ્રત ૩૦૦૦)







**અમદાવાદ.**

ધીકાંટે યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૪૫.—સને ૧૮૮૯.

**કિંમત બે આના.**

# मोतीशाह अने डाहि वहुनुं रमुजी फारस

## ફારસમાં આવેલાં પાત્રો.

મોતીશાહ.....................અલંકા પુરીનો વેપારી.
ડાહિવહુ.....................તેની સ્ત્રી.
પરભુ.....................તેનો દીકરો.
રામબાઈ.....................મોતીશાહની બેન.
કેશવજી.....................અલંકાપુરીનો ધનાઢ્ય વેપારી
માણેકબાઈ.....................તેની પેલીવારની સ્ત્રી.
હીરણબાઈ.....................તેની બીજીવારની સ્ત્રી.
દિવાળી.....................તેની દીકરી.
બુદ્ધિસાગર.....................દિલ્હીનો રાજા.
ગુણસુંદરી.....................બુદ્ધિસાગરની ગુણિકા.
પ્રિયવંદા.....................ગુણસુંદરીની દાશી.
ચાકર.....................કોટવાળ ઈત્યાદી ઇત્યાદિ.

# अंक १ लो.

## प्रवेश १ लो.

**સ્થળ—મોતીશાહનુંઘર મોતીશાહ અને ડાહિવહુ.**

**ઈશ્વર પ્રાર્થના.**

અલાપુરિ ખીલીછે શી ચંદા (એરાગ)

સર્વ—કૃપાળુ ઈશ દયાળુ તું, નમુછું હસ્ત જોડી હું,
બધા પર છો દયાળુ તું, નમન કરૂંછું અહો ઈશ હું;
અમારી પર માયાળુ તું, નમું છું હસ્ત જોડી હું; કૃપાળુ

## પદ—ધનાશ્રી.

સ્મરણ કરો ભગવાન, સુજ્ઞજનો સ્મરણ કરો ભગવાન,
ખરૂં છે નામ ખલકમાં ઇશ્વિર, માટે તેનું ધરો ધ્યાન; સુ.
સ્તુતિ કરૂં તારી પ્રભુ મોરારી, આપો અતિ મેહેરબાન; સુ.
પ્રભુ તો એકજ નથી વીશેકજ, સ્મરણ કરો તેનું નામ; સુ.
પ્રભુ ભજીને નાટક રચીએ, સા'ય કરશે સદા શ્યામ; સુ.
અંતરજામી, અવિચળ નામી, એવા જે શ્રી ભગવાન; સુ.

**ડાહિવહુ**—(મોતીશાહ શેઠને કહેછે) સાંભળોછો ?

**મોતીશાહ**—શું કહે છે.

**ડાહિવહુ**—કેશવજી શેઠની હવેલીમાં હાલ ચિત્રઘણાં સારાં બનાવ્યાં છે એમ લોકો કહેછે, માટે અમારે જોવા જવાની મરજી છે તે તમે કહોતો જઇએ.

**મોતીશાહ**—ઠીકછે, પણ આજતો કેશવજી શેઠ ઘેર હશે ને કાલે મોતીબાગમાં જનારછે માટે તે ગયા પછી જવું હોયતો જજો, કેમકે શેઠ બેઠા હશે ત્યારે તમારાથી શી રીતેચિત્ર જોવાશે.

**ડાહિવહુ**—(બીજે દહાડે) તમે કહ્યું હતું કે કાલે જજો તે હવે. આજે જઇએ?

**મોતીશાહ**—કોણ કોણ જશો?

**ડાહિવહુ**—રામબાઇબા પરભુ ને હું ત્રણે જઇશું.

**મોતીશાહ**—ઠીકછે, પણ પેહેલું કોઇને મોકલો; કેશવજી શેઠની વહુને પૂછી આવેકે અમારે મળવા આવવુંછે તે કઇ વખતે આવીએ.

**ડાહિવહુ**—હા પેલા શેરખાંને મોકલો.

**મોતીશાહ**—અલ્યા શેરખાં?

**સેરખાં**—જી, સાહેબ.

**મોતીશાહ**—કેશવજી શેઠને ઘરે જઈ કહીઆવ કે મોતીશા-

હના ઘરનાં મળવા આવનાર છે (પછી શેરખાં પૂછી આવ્યો કે બાર ઉપર ત્રણ વાગતે આવવું.)

## પ્રવેશ ૨ જો.

**સ્થળ–કેશવજી શેઠનું—ઘર કેશવજીશેઠ માણેકબાઈ ને પછીથી ડાહિવહુ, રામબાઈ, ને પરભુ,**

(ઘર બાહાર ઉભા રહી ચાકરને કેહવા મોકલ્યો તેણે જઈને કેશવજી શેઠની વહુને કહ્યું.)

**શેરખાં**–(માણેકબાને) મોતીશાહના ઘરનાં મળવા આવ્યાંછે.

**માણેકબાઈ**–ઓ હીરણબા ઉઠો ઉઠો તમે તો હજુસુધી ચોટલો ગુંથોછો ને મોતીશાહના ઘરનાં તો આવ્યાં! (ચાકરને) જા કહીએ કે આવો. (પછી પેલાં આવ્યાં ને જોયું તો કેશવજી શેઠ ઘરમાં બેઠા હતા એટલે શરમ પામી બહાર ઉભાં રહ્યાં એટલે માણેકબાઈએ શેઠને કહ્યું).

**માણેકબાઈ**–સાંભળોછો ?

**કેશવજી શેઠ**–શું કહેછે.

**માણેકબાઈ**–ઉઠો ઉઠો દુકાનમાં જઈ બેસો મોતીશાહના ઘરનાં મળવા આવ્યાં છે તે બહાર ઉભાં થઈ રહ્યાં છે.

**શેઠ**–(ઉઠીને બહાર જતાં પાછા વળીને બોલ્યા)ઓ અલી.

**માણેકબાઈ**–શું કહોછો.

**શેઠ**–મોતીશાહનો છોકરો સાથે આવ્યો હોય તો શેર મીઠાઇ આપવી જોઇએ.

**માણેકબાઈ**–બહુ સારૂં આપીશું (પછી શેઠ ગયા એટલે પેલાં ઘરમાં આવ્યાં.)

**માણેકબાઇ**—(પોતાના ચાકરને) અલ્યા ચાલ ઝટ અએક નાની જાજમ પાથર.

**ચાકર**—પાથરૂંછું.

**માણેકબાઇ**—ઓ હીરણવહુ તમે શેઠાણીને પગે પડો ( પછી પગે પડી ) એટલે બોલી રાખો, ટાઢાં પેટ વસ્તાં પેટ દીકરા જણો ને ઘર ભરો.

**માણેકબાઇ**—( પોતાના ચાકરને ) અલ્યા ઉઠરે ક્યારનો શું કરેછે? જાજમ લાવીને પાથર! ઉભાં થઇ રહ્યાં છે.

**ચાકર**--આવુંછું તો ખરો, હુંતે એકલો કેટલું કામ કરૂં આ રોટલા કરીને આવુંછું.

**માણેકબાઇ**—ઉઠને પીટયા બળ્યા તારા રોટલા કરવા બપોરનું કહ્યું હતું કે આ ઠેકાણે જાજમ લાવીને પાથરી રાખજે મોતીશાના ઘરનાં મળવા આવનાર છે.

**ચાકર**—(ગુસામાં)અહિંયાં જાજમ હતી તે કોણ લઇજ્યું.

**માણેકબાઇ**— આ ઠેકાણે મેલી હોય તો કોણ લઈ જાય તારો બાપ?

**ચાકર**—હું શું કરૂં? જાજમ તો જડતી નથી. મહીને ૨ ૨) નો પગાર ખાવો ને અથડાઇને મરી જઈએ બીજે નથી નોકરી મારે તમારી કરવી.

**ડાહિવહુ**—શું કરવા બિચારા ચાકરને એમ કરોછો? આપણે હેઠાં બેસીશું.

**માણેકબાઈ**—હેઠાં તે બેસાય, લાવને પીટયા જે હોય તે.

**ચાકર**—ગાડીનો પડદો છે કોતો લાવું?

**હીરણબાઈ**—જો પેટી હેઠળ નાની જાજમ પડી. લે પાથર-

**માણેકબાઈ**—પેટી હેઠળ કોણે મેલી હશે?

**ચાકર**—મેં મેલી હશે પણ ભુલી જ્યો (પછી જાજમ પાથરી તે ઉપર સહુ બેઠાં.)

**માણેકબાઈ**—બાર ઉપર ત્રણ વાગતે આવવાનું હતું ને કેમ મોડાં આવ્યાં?

**દિવાળી**—મા, મા, હું મોતીકાકાને ઘેર ગઈ હતી, ત્યારે મોતીકાકો ને ડાહી કાકી બેઉ પાટ ઉપર જોડાજોડ બેઠાં હતાં!!!

**ડાહિવહુ**—દિવાળી બેન બળ્યા તમારા આચાર તમે મ-રવા આવ્યાંછો કે જીવવા? (માણેકબાઈને) હવે અમે જઈ-શું કેમજે તમારો જેઠ કાલે પરદેશ વેપારને અરથે જવાના છે તેને સારૂં અમારે ભાતું કરવું છે, માટે હવે અમે જઈશું.

**માણેકબાઈ**—ઠીક જાઓ. આવજો હો? (પછી જાયછે.)

# પ્રવેશ ૩ જો.

**સ્થળ—મોતીશાહનું ઘર મોતીશાહ અને ડાહિવહુ.**

**મોતીશાહ**—કેમ અલી ભાતું તેં તઇયાર કર્યુંછે કે?

**ડાહિવહુ**—હા, પ્રાણપતિ તઇયાર છે.

**મોતીશાહ**—અલી, તું હમણાં મને સારી સલાહ આપેછે હો!! (સ્વગત) કહે ન કહે પણ એમાં કાંઈ દગોછે ખરો ન-હીંતો મને દુર દેશ મોકલવા તઇયાર થાય નહીં.

**ડાહિવહુ**—કેમ સ્વામિનાથ પછી આપે શો વિચાર કર્યો?

**મોતીશાહ**—પ્રિયા તારા વિના મને ગમશે કેમ?

**ડાહિવહુ**—પ્રિય પતિ એ વાત તો ખરી પણ વિયોગ એ એક બુરી ચીજ છે પણ મને લાગેછે કે તમારા મનમાં બી-જી શંકા ઉત્પન્ન થઇ છે.

**મોતીશાહ**—ના, ના, પ્રિયા એજ બીજું શું હોય? તું અહી રહે પણ દુષ્ટ પુરૂષોની સંગત કરીશ નહીં.

**ડાહિવહુ**—સ્વામિનાથ તમારે કાંઇપણ ચીંતા કરવી નહિં. હું પર પુરૂષને ભાઈ બાપ સમાન ગણુંછું તેમછતાં વિશ્વા-

સ ન આવે તો લો આ ગુલાબનું ફુલ.

**મોતીશાહ**—અલી, આ ગુલાબના ફુલને હું શું કરૂં ? તારા બોલ ઉપર મને પુરતો વિશ્વાસ છે.

**ડાહિવહુ**—એતો ખરૂં પણ સ્વામિનાથ એ સંકટમાંથી ઉગારનાર થઇ પડશે તે ફુલને તમેં દરરોજ તપાસજો કરમાય તો જાણજો કે એનું પતિવ્રતપણું કરમાઇ ગયું છે ને તાજુ ને તાજુ રહે તો જાણજો કે એ ચિંતાતુર વાટ જોતી બેઠીછે.

**મોતીશાહ**—ઠીક, અલી હવે ભાતું લાવ ગાડીમાં જવાનો વખત થઈ ગયો છે. ઊતાવળ કર, ગાડીનો વખત ચુકી જઇશું.

**ડાહિવહુ**- (ઘરમાં જઇ) લો આ ભાતું. પ્રિયે તમો વેહેલા વેપાર કરીને આવજો.

**મોતીશાહ**— **ઈદ્રસભાનો રાગ.**

પ્યારી જાઊં પ્રીતથી, હૈયે તું ધર હામ;
વેપાર કાજ હું જાઊછું, આવીશ સાધી કામ. ૧
ધૈર્યં કદિ ન છોડતી, હુંતો છું શુરવીર,
વિયોગના વિચાર સૌ, દુઃખિ કરે શરીર. ૨
પ્યારી તને થાતું હશે, એહેવું મુજ પ્રાણ,
તેથી મારૂં દુઃખ ગણું, બેવડું હું જાણ. ૩
તુંજ એમ કહેતી હતી, દંપતિ જાણો એક.
શરિરના બે ભાગ છે. ને ડાબા જમણી છેક. ૪
પ્યારી એ બોલો મને, હૈયે વાગેછે આજ,
જાણે વેરી બાણના, વાગે મૂજને ઘાવ. ૫
અર્ધ ભાગ અહીં દેહનો, બીજો અર્ધ દેશ,

હવે મરે શું ફ્રાટીને, કેવા થાશે વેશ. ૬
હૃદય મારૂં તુંજ છે, હૃદય ભરાયું આજ,
તારા મૂજને સર્વનાં, લાગે ઝાઝી દાઝ. ૭
વ્હાલી ઓ ડાહિવહુ, જાયછે તુંજ પ્રાણ,
વિજોગનું દુઃખ વેઠતું, દુર્ભાગ્ય તારૂં માન. ૮

**મોતીશાહ**—હવે હું જાઉછું સાચવીને રેહેજે ને દુષ્ટ પુરૂષની સંગત કરીશ નહીં. (જાયછે.)

ડ્રોપસીન

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—દિલ્લી.

(રાજાની કચેરી, રાજા,વજીર, કોટવાળને પાછળથી મોતીશાહશેઠ.)

**રાજા**—કેમ વજીર સાહેબ, રૈયત કેવી રીતે વરતે છે.

**વજીર**—સાહેબ બધી રૈયત સુખચેનમાં નિર્ગમન કરે છે ને સારી રીતે વરતે છે.

**કોટવાળ**—રાજાસાહેબ કોઇએક અલકાપુરીનો વેપારી વાહાણ ભરીને આવ્યોછે માટે તે દાણ ચુકવવાને વાસ્તે આવેછે.

**રાજા**—બોલાવો એ વેપારીને, ક્યાં છે? (મોતીશાહ દાખલ થાયછે) આ આસન ઉપર આજે અહિંયાં પધારી બેસો શેઠ જગ્યા પાવન કીધી.

**મોતીશાહ**—રાજાજી આ શેહેરનો દમામ ઝાઝો જોઈ અહીંઆં આવી લાગ્યો, પણ મારે ઉતાવળ હોવાને લીધે આજને આજ જવું છે.

**રાજા**—વેપારી, તમે ક્યાંથી આવ્યા, ક્યાં રહોછો તેતો કહો, એમ ઉતાવળ શું કરોછો? આ મુકામ તમારૂંજ છેકેની?

**મોતીશાહ**—હું અલકાપુરીનો વેપારી છું અને મારૂં નામ મોતીશાહ છે પરંતુ હવે તમે મને ખોટી ન કરો જે દાણ થાય તે કહો.

**રાજા**—હવે મારે તમને ઉત્તર શો આપવો તમે મને દાણને માટે પૂછોછો તેનું શું કરવું (વિચારમાં પડેછે.)

**મોતીશાહ**—રાજાએ જવાબ આપવો કાંઇજ મુશ્કેલ નથી.

**રાજા**—મોતીશાહ શેઠ આ ગામમાં ગુણસુંદરી નામે ગુણિકા છે તેને ત્યાં જઇને તમારે દાણ વિષે બંદોબસ્ત કરવો પડશે માટે તમે ત્યાં જાઓ.

**મોતીશાહ**—રાજા શું દરેકે ત્યાં જવું એવોજ ધારોછે કે તમે મારે માટેજ ફક્ત હુકમ કરોછો ?

**વજીર**—ના, ના, એવોજ ધારોછે કે જે કોઈ વેપારી આવે તેને ત્યાંજ મોકલવામાં આવેછે.

**મોતીશા**—ત્યારે તમે કૃપા કરી તેનું ઘર બતાવો.

**વજીર**—(કોટવાળને) આપણી ગુણિકાનું ઘર આને બતાવ.

**કોટવાળ**—તુમ દેખો ઇદરસે સિદ્ધા ને સિદ્ધા જાઓ ઓર પીછે એક હવેલી આયગી ઉધર તુમ ખડા રહેના ઓર ગુણસુંદરી કરકે બાંગ મારના કોઈ જવાબ ન દેવે ઓર દેર લગે તો દુસરી બાંગ મારના કે ઓ પ્રિયવંદા તેરી ગુણસુંદરી કિધર હે બતા દે મેરેકું માલકી રગજક પતાની હે.

**મોતીશાહ**—બહુ સારૂં. (જાયછે.)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—ગુણસુંદરીનું ઘર.

**પ્રિયવંદા**—બાઈસાહેબ વળી બીજો કોઇ વેપારી આવ્યોછે.

**ગુણસુંદરી**—તેને તું ઉપર મોકલ ને તું મારા માટે કાંઈ

ગોઠવણુ કરી આવ જા વેહેલી (પ્રિયવંદા જાયછે અને મોતી-શાહને તેડી લાવી બેસાડેછે.)

**મોતીશાહ**—હવે તમે અમારા દાણુ વિષે નક્કી કરો.

**ગુણસુંદરી**—શેઠ થાયછે, ઉતાવળ શું કરોછો ?

**મોતીશાહ**—મારે આજે ને આજે બીજે દેશ માલ મોકલવોછે, માટે જેમ બને તેમ મારૂં જલદીથી પતાવી ઘો.

**ગુણસુંદરી**—જાઓ, મારા શેઠ હમણાં આવ્યા ને ઉતાવળ શું કરોછો? તમે ક્યાંથી આવ્યા, ને તમારૂં નામ શું, તેતો કહો?

**મોતીશાહ**—મારૂં નામ મોતીશાહ છે ને હું અલંકાપુરીથી આવ્યો છું.

**ગુણસુંદરી**—કેમ, લાવી? પ્રિયવંદા.

**પ્રિયવંદા**—તમે બીજે ઠેકાણે મૂકી હશે ને ભુલી ગયા હશો.

**ગુણસુંદરી**—(અંદર જઈ ફાંફાં મારી પાછી આવેછે) હાય હાય, મારી માળા ક્યાં ગઈ સારા માણુસ જાણી બેસવા દીધા તો આવા નીકળ્યા. મારી અહિંયાંથી માળા ક્યાં ગઈ.

**મોતીશાહ**—વિચારીને બોલો.

**ગુણસુંદરી**—તમેજ ચોરછો. તમારા બોલવા ઉપરથી માલમ પડેછે કે તમારા વગર કોઈએ માળા લીધી નથી માની દો નકર અહિંયાંથી આબરૂસર ઘેર જવા પામશો નહીં.

**મોતીશાહ**—તપાસ કર્યાવગર તોહમત મૂકતી લજવાતી નથી?

**પ્રિયવંદા**—બાઈસાહેબ ખરેખર એજ ચોર છે.

**ગુણસુંદરી**—જા પ્રિયવંદા એનો માલ તપાસી આવ. જાઓ, મોતીશાહ એને તમારો માલ બતાવો. (જાયછે.)

**ગુણસુંદરી**—કેમ પ્રિયવંદા માળા છેકે નહીં?

**મોતીશાહ**—હા, માળા તો મારાજ માલમાંથી નીકળી પણુ હું ખાતરીથી કહુંછું કે કાંઈ પણુ એમાં દગોછે, મેં તે

હજી તારી માળાને હાથ લગાડયો નથી.

**ગુણસુંદરી**—થાઓ હવે ગુલામ ને અમો જ્યાં વહેચીશું ત્યાં જવું પડશે. ઓ પ્રિયવંદા આને ઘાંચીને ત્યાં વહેચી આવ.

**પ્રિયવંદા**—બહુ સારૂં, બાઈસાબ. (મોતીશાહને) ચાલો હવે તમે મારી સંગાથે.

**મોતીશાહ**—ચાલો ત્યારે.

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ—ઘાંચીની ઘાણી આગળ મોતીશાહ.**

**મોતીશાહ**—(મનમાં) અહા! મારી અલી તો પોતાનો બોલ હમેશાંજ પાળે છે, મને તેણે જે ફુલ આપ્યુંછે તે હજી ઘણીજ સુગંધી આપેછે (સુંઘેછે) માટે હજી મારી અલી મારૂં નામ જપતી બેઠીછે ખરી. (જાયછે) ડ્રોપરસીન.

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—અલંકાપુરીમાં ડાહિવહુનો બાગ.**

**લાવણી.**

**ડાહિવહુ**—(ઉદાશી એકલી)

અરે પ્રભુ તારી શું મ્હેર, સુખની લ્હેર આપિ તું લેછે,
ઘડિમાં સુખીયાને દુઃખ, ઝાઝું તું દેછે. ૧
મેં મુજ સ્વામિ પર પ્રીત, રાખિછે નિત્ય વિયોગી ઝોધા;
હાથોના ઝોધા આજ, હૃદયમાં વાગ્યાં. ૨

રે અલ્યા શુશોભિત બાગ, મુકું હું આગ તુજપર આજે;
શું કરૂં પિયું વિણ મોજ, કેમ નવ લાજે. ૩
દાડમ જમરૂખી ડાળ, ફણુસના ઝાડ સર્વ આશોભે;
ચંપો માલપિ મોગરો, ખૂબ તે ઓભે (ખીલ્યાછે) ૪
શેતુર ફણુસિના છોડ, જુગતીની જોડ અંજીર જાંબુડી;
વળી કેળ શોભિત આંહી, રાયણો રૂડી. ૫
લીંબુ નારંગી છોડ, કેતકી જોડ અનુસડાં કેવાં;
કે લીલિ વાવીછે દ્રાક્ષ, બીજા બહુ વેલા. ૬
રામફળને કમરખ ખૂબ, કરેણા ફુલ લીલી વરિયાલી,
કોઠ કંપિકાને બોર, રૂડી નાળીએરી. ૭
વળી ખુબ મરચિના છોડ, ફુલની જોડ બીજાછે વેલા;
લિમડા શોભેછે ખુબ, સુરજ મુખી સેલા. ૮
કે ગુલાબિ ફુલનાં ઝાડ, અસ્વની ડાળ વનસ્પતિ ભારે;
ખુરશી આ બેઠક કાજ, કેવી સુખ આલે. ૯
પણ એ સઘળુ છે ધૂળ; વાગતી શુળ વિના પીયુ પ્યારા;
ઓ પ્રેમી પ્યારા કંથ, આવજો વે'લા. (જાયછે).

# પ્રવેશ ૨ જો.

**સ્થળ—રસ્તો ડાહિવહુ પુરૂષને વેષે ગાયછે.**

**ડાહિવહુ—** **રાગ બનજારાનો.**

ગયે છોડ કે સાજન પ્યારા, કાં બન બન કરૂં પુકારા;
સખિ સોળ બરસકી નારી, નહીં હોયજ સાજન પ્યારીજી;
ધીક એ નારી અવતારા. કાં બન બન. ૧
મેરી ઉમરભઇ જુવાની, કેસે રયો જાય બિનજાનીજી.
સુન્ય દેખું સબ સંસારા, કાં બન બન. ૨

બિર અગનીકી પીડાભારી, જૈસે જલ રહિ દુનિઆ સારીજી,
ઘરઘરમાં ઓઈ પસારા, કાં બન બન. ૩
સખી ઢુંડનકો મેં જાઉંગી, નહીં દરસ સાજનકો પાંઉંજી;
ધરૂં ધ્યાન રેન દીન સારા, કાં બન બન. ૪
મેરા મન ભયા ઉદાશ, પ્રીયપતિ મિલનકી આશજી;
ગયે છોડકે પ્રાણ આધારા, કાં બન બન.—૫
અબ મેં ખેલું ચોપટ બાજી, સંગ રહું પ્રિતમ મુજરાજીજી,
ડાલુ ગલેમેં કરકે પશારા, કાં બન બન—૬
આયે બસન્ત હોલીકે દિન, ખેલે પ્રીયા સખીઅનજી;
ગયો ભીન કે તન રંગ સારા, કાં બન બન—૭
એશા ફાગ બસંત મેહેના, ગયે છોડકે બાલમ ખેનાજી;
કિસે જા કહું લલકારા, કાં બન બન—૮
મેરી અરજ સુંણો ભગવાન, ગયો નીકલ અંગ અવશાનજી;
કેશે હોય સફલ અવતારા, કાં બન બન—૯
પુછું સખિયનસે નિતરોજ, કરો મેરા બાલમકી ખોજજી;
કોઈ મિલાદે પ્રિતમ પ્યારા, કાં બન બન—૧૦
ચિત ભટકે ચોઉદશ મેરા, બિન બાલમકે અંધેરાજી;
તન બદન ઉઠે અંગારા, કાં બન બન—૧૧
મુજે દુ:ખ દરીયેમેં ઠેલી, ભઈ સાજન બિન અકેલીજી;
મન થાકા કરકે બીચારા, કાં બન બન—૧૨
શબ સખિયન મંગલ ગાવે, સુન છતિયન ફૂટફૂટ જાવે;
અબ કેશા હોગા ગુજારા, કાં બન બન—૧૩

( એક વટેમાર્ગુ દાખલ થાયછે. )

**ડાહિવહુ**—(વટેમાર્ગુને) અરે માણસ તું કોણછે, ને અહિંયાં શા માટે આવ્યોછે, તે તું સાચે સાચું કહી દે. તું ક્યાં જાયછે?

**વટેમાર્ગુ**—હું એક વટેમાર્ગુ છું ને હું દિલ્હી રહુંછું અને

મારે અલકાપુરીએ જવુંછે તમે ક્યાં જાઓછો?

**ડાહિવહુ**—હું દિલ્લી જાઉછું. પણ તને પૂછું શું, કે અહિયાં કોઇ વેપારી આવ્યો હતો તે તને ખબર હોય તો કહી દે.

**વટેમાર્ગુ**—હા, એક મોતીશાહ કરીને વેપારી આવ્યો હતો, પણ તને માથે ગુણિકાએ ખોટું તહોમત મૂકી ધાંચીને ત્યાં વહેચ્યો છે.

**ડાહિવહુ**—તે માણસને ધાંચીને ત્યાં વેહેચ્યો તે તને નક્કી ખબર છે?

**વટેમાર્ગુ**—હા, મને નક્કી ખબર છે, પણ હવે હું જાઉછું, કેમજે હવે દિવસ બાકી છે. (જાયછે.)

**ડાહિવહુ**—(ગાયછે) **રાગ બનજારાનો.**

ક્યાં સોધું સ્વામી મારા, દેસોદેશ ભમુછું પ્યારા.
જોયું આદિ અમદાવાદ, છે સુરત જેવાની યાદજી;
રહી દિન તહીં અપારા, દેશોદેશ —૧
જોયું શેહર મેં ગાયકવાડ, ગઇ રાજ ભરૂચ મોઝારજી;
ચાહુ મળવા સંગ તમારા, દેશોદેશ—૨
વળી એવો થયો વિચાર, હવે જોતું દિલ્લી સારજી;
ત્યાં મળ્યા સંદેસા સારા, દેશોદેશ—૩
મેં પૂછયું કોઇકની પાસ,કહે જાઓ મુખ્ય મથરાસજી;
આવી દરશન કરવા તારા, દેશો દેશ ભમુછું પ્યારા. ૪

(જાયછે) ડ્રોપસીન.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—દિલ્લીમાં ગુણિકાનું ઘર.

**ગુણસુંદરી**—(ડાહિવહુને) પધારો શેઠ આપને કેમ પધારવું પડયું.

**ડાહિવહુ**—તમારે શાને પૂછવું પડ્યું ? મને તો આ શે-હેરના રાજાએ અહિંયાં મોકલ્યો છે. તેમણે કહ્યું કે, દાણ વીગેરેનો બંદોબસ્ત એ ગુણિકા સાથે કરજો.

**ગુણસુંદરી**—સારૂં થયું પધાર્યા તો. આ ઘર આપનુંજ છેને?

**ડાહિવહુ**—એવી વાતો કરવામાં બધો વખત ગાળી ન નાંખો, હું તો અહીંઆં આવી બેઠો તેનું કારણ એમ કે ઉ-ભા રહેવું નહીં. મારે બાકી ઉતાવળ તો એટલી બધી છે કે મારો જીવ અહિંયાં મુદ્દલ નથી.

**ગુણસુંદરી**—દાશી કેમ પેલું કામ કરી આવી?

**દાશી**—બાઇસાબ કયારનીજ (ગુણસુંદરી અંદર જાયછે).

**સિપાઈ**—(દોડતો પ્રવેશ કરી ડાહિવહુને) સાહેબ, (એ-મ કહી ચંદનહાર આપે છે તે પાણીની ગોળીમાંનાંખી દેછે).

**ગુણસુંદરી** (બહાર આવી) હાય હાય, આજે દાશી પણ કોણ જાણે કયાં ગઇ છે ઘરમાં કોઈ નથી. હું ને તમે બે એકલાજ અને એટલામાંથી મારો ૨૫૦૦) નો ચંદ-નહાર જાય કયાં કેવો મજાનો હતો જો સેહેજ મારી ડો-કમાં પડ્યો રહેતો આજ મારૂં નસીબ ફૂટી ગયું કે મેં પેહેર્યોનહીં.

**ડાહિવહુ**—(ગભરાઈને) શું તમારો ચંદનહાર ગયો! શી હસવા લાયક વાત. તમે મારી મશકરીતો નથી કરતા!

**ગુણસુંદરી**—આ તમારા બોલવા ઉપરથી માલમ પ-ડેછે કે તમેજ ચોરછો.

**ડાહિવહુ**—જો, આપણે સરત કરીએ કે મારા મા-લમાંથી તમારો ચંદનહાર નીકળે તો હું તમારો ગુ-લામ થઇને રહું ને તમારી પાસેથી નીકળે તો હું તમ-ને ગુલામ કરૂં. કરો કબુલ.

**ગુણસુંદરી**—ઠીક, ત્યારે ચાલો હવે તમારો માલ બતાવો. (પછી પોતાની દાશીને માલ તપાસવા મોકલે છે તે તપાસી પાછાં આવેછે).

**દાશી**—બા સાબ એના માલમાં તો ચંદનહાર નથી.

**ડાહિવહુ**—જોવો હવે તમારા ઘરમાં (પછી ગુણકાના ઘરમાંથી પાણીની ગોળીમાંથી નીકળે છે) થાઓ હવે ગુલામ પણ તમને ગુલામ નથી કરતી, પણ તમારા જેટલા ગુલામ છે તેને છોડી મૂકો (પછી ગુણિકા બધાને છોડી મૂકેછે.)

# પ્રવેશ ૪ થો.

**ડાહિવહુ**—(એકલી બેઠી છે ને મોતીશાહ દાખલ થાયછે) કોણ મારા પ્રિયે સ્વામિનાથ.

**મોતીશાહ**—હા! અલી એજ. (ભેટેછે),

**ડાહિવહુ**—સ્વામિનાથ મારા વગર તમને ગમ્યું તો નહિજ હોય પણ પ્રિયે આખે કાગળ સરખો પણ લખ્યો નહિ?

**મોતીશાહ**—પ્રિયા મારો હેવાલ ઘણો લાંબો છે(સ્વગત) પણ હું કોની સાથે વાત કરૂંછું?

**ડાહિવહુ**—સ્વામિનાથ શા વિચારમાં પડયા તમને છોડાવ્યા કોણે?

**મોતીશાહ**—(સ્વગત ) શું એજ પુરૂષને વેશેત્યાં આવી હશે? ( ચાસત ) જે પુરૂષે અમને છોડાવ્યા તેજ પુરૂષનાં કપડાં આપણા બાગમાં પડયાંછે પણ (સ્વગત) ખરૂં બોલ્યા વગર કંઇ છુટકો થનાર નથી.

**ડાહિવહુ**—પ્રાણપતિ તમારે વહેમ રાખવો નહિ પ્રિય એતો તમને છોડાવનાર હુંજ હતી.

**મોતીશાહ**—(આશ્ચર્ય પામીને) પ્રિયા એમ કે, ત્યારે હું

ફેવો અન્યાય કરત. તજવીજ કર્યાથી આટલો ફાયદો છે આ-
જે મેં એક સપાટામાં મારો પ્રાણ જે મુક્ત કરનાર તેનો
પ્રાણ લીધો હોત આખરે સાહસ કરી પસ્તાતે. અરે પ્રભુ !!
તેં ઠીક સહાય કરી પ્રિયા આથી હું ઘણો ખુશી થયો છું
માટે ચાલ આપણ બધાં પ્રભુનું એક ગાયન ગાઇએ

**સર્વે પાત્રો ગાય છે. ઇશ્વર સ્તુતિ.**

**નારાચ છંદ.**

અહો જગાધિનાથ તેંજ રંગ રાખીને કર્યું; આમેજ ધારનાર
તેજ કામ સારૂં તેં ધર્યું; તમારી પ્રીતિ મારી બાજુ રોજ
રોજ રાખજો, અહો અમારી પાસ આપ ગુણ મોકલાવજો.

**( પ્રાર્થના ) પદ.—ધનાશ્રી.**

પુર્ણ થયોછે ખેલ સજનો પુર્ણ થયોછે ખેલ
મોતીશાની વહુ, ડાહી ગુણવંતી, પામી સુખની રેલ—સજનો.
મોતીશાએ સાહસ કર્યું તો, અંતે દુઃખી થએલ— સજનો.
ગણિકા ગુણસુંદરી થઇ લુચ્ચી, તો અંતે હારી બેઠેલ—સજનો.
ડાહી વહુથી સર્વ પામ્યા સુખ, થઇ આનંદની રેલ— સજનો.
સતી ડાહીવહુ નીતીએ રહીતો, પામી સુખની રેલ— સજનો.
"કરણી પાર ઉતરણી" થઇછે, ગયોછે દુઃખનો ખેલ— સજનો.
આપ પધારી થયા ઉપકારી, થયો છે હર્ષનો ખેલ— સજનો.

**દોહરો.**

પરમેશ્વરની મહેરથી, કર્યુંછે નાટક આજ;
શોખીલા આવ્યા તમે, ખેલ જોવાને કાજ.
સારૂં થયું તો જાણજો, પ્રભુ ગુણનો નહીં પાર;
માટે સૌ ભેળા મળી, બોલો જય જયકાર.

**——સમાપ્ત——**

# જાહેર ખબર.

## શા. પુરૂષોત્તમ ગીગાભાઈની કુંપનીએ પ્રગટ કરેલાં પુસ્તકોની યાદી.

| | કીમત. |
|---|---|
| રાહ ખેંગાર અને રાણકદેવી નાટક...... | ૦—૮—૦ |
| સદર ગાયનો ( પાંચમી આવૃત્તિ )....... | ૦—૨—૦ |
| ગોપીચંદ નાટક (બીજી આવૃત્તિ)........ | ૦—૨—૦ |
| મુંબઈ ઈલાકાની ભુગોળનો સાર.......... | ૦—૧—૦ |
| ગુજરાત દેશનો ઇતિહાસ.............. | ૦—૧—૦ |
| રૂપસીંહ અને ચંદ્રપ્રભા.............. | ૦—૨—૦ |
| માન મુસાફરી............................ | ૧—૦—૦ |
| જશુરામકૃત રાજનિતિ.................. | ૦—૨—૦ |
| ગોપીચંદના મરશીઆ.................... | ૦—૦—૩ |
| દીવાળી અને લઘુચંદના ગાયનો.......... | ૦—૧—૦ |
| ભર્તૃહરી નાટક......................... | ૦—૬—૦ |
| ભર્તૃહરીનાં ગાયનો..................... | ૦૧—૦ |

ઉપરનાં પુસ્તકો ભાવનગરમાં ઠક્કર. પ્રાણજીવન હરખજી બુકસેલર પાસેથી તથા જામનગરમાં ઠક્કર. નારણજી વિ૦ રામજી પાસેથી, અમદાવાદમાં બુકસેલર હરીલાલ મુળચંદ પાસેથી તથા બીજા જાણીતા તમામ બુકસેલરો પાસેથી મળશે. અમો ઉપરના પુસ્તકોનું કમીશન ઘણુંજ સસ્તુ આપવામા આવશે.

**મેનેજર શા. પુરૂષોત્તમ ગીગાભાઈ.**

વરતેજના દરવાજા બહાર—ભાવનગર.